શ્રી ગણેશાયનમાં.

# પતીવૃતા સુંદરી ઓખા ના નાટકના ઓપેરા.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર.

પારસી કેખસરૂ કાવસજી ખોખરી

સરસોણકર

આવૃતિ ૧ લી

પ્રત ૧૦૦૦



સુરત "દેશી મિત્ર" પ્રેસ

સંવત ૧૯૫૫ શને ૧૮૯૯

કીમ્મત ૦–૨–૦

५९८१

श्री.

ગણેશાયનમાં:



શ્રોનીતપુરના રાજા બાણાશુરનું ગંગા કીનારે તપ કરવું. ત્યાં ઇશ્વર પારવતીનું આવવું. બાણાશુરને તપ કરવાનું કારણ પુછવું. બાણાશુરનું હજાર હાથ માંગવું. ઇશ્વરની મહેરબાનીથી હજાર હાથનું મળવું. અભિમાનથી યુદ્ધ કરવાનો અહંકાર. દેશો દેશની લડાઇમાં જીત. પ્રાતઃકાલમાં ભંગીઅણુનો બાણાશુરને ઠપકો. ક્રોધાયમાન થઇ પુછવું. વાંજીઆનું કારણ. ફરી સાર શુ ક્રાચાર્યને પુછવો. એકવાર ફરી તપ કરવું. ઇશ્વર આગળ ઓ ધાનની માગણી. પારવતીની મના. ઇશ્વર તથા બાણાશુરનો ત પ. પારવતીને દક્ષીણ તથા વામ અંગના મેલથી શંતાન પેદા થ વાનું વચન ઇશ્વરનું. પારવતીનું સ્નાન કરવું. નારદ રૂશીનું આકાસ માર્ગથી જવું. જતાં પારવતી ઉપર તથા બાળક ઉપર નજર પડવી. નારદ રૂશીની ઇશ્વર આગળ નારદ કળા. ઇશ્વરનો ક્રોધ. બાળકનું ખુન. કુંવરીનું લંપાઇ જવું. મીઠાના ઓરડામાં પારવતી ની કલ્પના. કુંવરીને સ્રાપ. પારવતીને બાળક વીશે શવાલ. આ ગળ ઇશ્વરનું વચન આપવું. કુંવરને શજીવન કરવાની માગ ણી. હાથીનું મસ્તક ગરદનપર મુકી શજીવન કુંવર. શ્રેષ્ઠ નામ ગણપતી રાખવું. કુંવરીને અશુરની કન્યા થવાનો સ્રાપ. બાણાશુ રને શંતતી વીશે ઇશ્વરનું વચન, બાણાશુરને કુંવરીનો જન્મ. ઓ

ખા નામ કુંવરીને અલ્લાએથી જગા ઉપર એકદંડા મહેલ પર
રાખવ, એવી શુક્રાચાર્યની ફરમાશ. ઓખા શાથે પ્રધાન કૌભા
ન્ડની કુંવરી ચીત્રલેહાને રહેવાનો હુકમ. ઓખાનું ચીત્રલેહા સા
થે આકાશ માર્ગ થઇને ઇશ્વરનું પુંજન કરવા જવું. ઓખાનો
મહાદેવને મેલાપ. મનનું વહેવગ થવું. ત્રીજા લોચન વતી બ્રાંતી
ભાગવી. પારવતીનો થપકો. કુંવરીને સ્રાપ દેવું. ત્રણ વખત લ
ગ્ન થવા વીશે પારવતીનું કહેવું. સ્વપનામાં પાનનું બીડું અડ
ધું કરડેલું અનીરૂધે આપવું. ઓખાને કામાગ્નીની પીડા. તમામ
વંશાવળીનો ચીતારથી ચીત્રલેહાનું બતાવવું. અનીરૂધ કૃષ્ણજી
ના કુંવરની છબી નીરખી ઓખાનું આક્રંદથી ભેટવું. ઓખાનું
બેનીને પીયુ લાવવા શારૂ વીનવવું. ચીત્રલેહાનું આકાશ માર્ગ
થી દ્વારીકામાં જવું. સુદરશન ચક્રનું અટકાવું. નારદ રૂશીનું
છોડાવવું. તામશ વીધા ચીત્રને શીખવવું. ચીત્રનું ધારણ ધાલવું.
અનીરૂધને શુતેલા ઝુલા શહીત ઉંચકી ઓખા પાશે લાવવું. ઓ
ખાનો અપાર હર્ષ. અનીરૂધનુ ગુસ્સે થવું. આશુરની કન્યા નહી
વરવા વીશે ઓખાને ઠપકો. કૃષ્ણજી રીંછની કન્યા અને કુબ
જા સાથે પરણેલા વીશે ઓખાનું કહેવું. અનીરૂધનું મનમાં પ્રફુ
લીત થવુ. ઓખાનું ભર જોબનમાં બારીએ ઉભું રહેવું. અનુ
ચર દરવાનનું જોવું. રાજા બાણાશુર આગળ ફરીયાદ થ
વું. રાજાનું ધ્વજા ભંગ થએલ જોવું. યુધ્ધ વીશે તૈયારી. પ્રધાનનુ
ઓખાના મહેલ આગળ લશકર શહીત ધશી આવવું. અનીરૂધ
નું મહેલની બારી ઉપર કુદી પડવું. લશકરનું તારાજ થવું. પ્ર
ધાનનું હાર થવું. બાણાશુરે નાગપાશ મુકી ઓખા શહીત અ
નીરૂધને કાળાગ્રહમાં બંધન કરવું. નારદરૂશીનુ દ્વારીકા જઇ કૃષ્ણ
જીને ખબર કરવું. કૃષ્ણજી બળીભદ્ર વીગેરેનું ત્યાં આ

વી શંખનાદ કરવું. બાણાશુરનું નગ્ર લઇ આકાશ કૃષ્ણજીનું આકાશમાં ચક્ર મુકવું. બાણાશુરના ૯૯૬ હાથનું કાપવું. બાણાશુરે મહાદેવની શહાયતા માંગવી. શંકરને કૃષ્ણજીનું યુદ્ધ. બ્રહ્માનું મનાવવું. બાણાશુરની કન્યા ઓખાના અનીરૂધ્ધ શાથે ધામધુમથી લગ્ન કરાવવાં. ઓખા અનીરૂધનું જોડું બંધાવવું.

સમાપ્ત

તા૦ ૧૨—૩—૯૪ વારરવિ

લી૦ કર્તા પારસી કેખશરૂ કાવશજી



૬૯૮૨



શ્રી ગણેશાયનમાઃ

# પતીવૃતા સુંદરી ઓખાના નાટકના ગાયનો.

સ્તુતી=

હૃદય હસ્ત જોડી નમું ગણેશાયને (બે વાર)
આપો શાનમતી શંભુ પ્રેમથી, દીન દાશ જાણી રહેમથી.
હરનીશ હરદમ ગુણ ગાઉં તારાં, પ્રભુ પાત્ર રૂડાં છો ન્યારા=હૃદય
સરણ ચરણ છું તારે આ વારે, ગોર્વાઘ્નો શંકરનાથ વીદારે
છનનન છુમ છુમ મરદંગ બાજે, ઘુઘરા પાયે ગાજે=હૃદય
દાશ તુજ વારંવાર નમે, શત્રુ શકળ હળાહળ જમે.
બાણાશુર ધ્યાન હગો વદીગે આજે શ્રી ગણેશ કેવા છાજે
=હૃદય—

બાણાશુર ૨

કરૂં આરાધન કોણ જેથી પામું ઇચ્છા વર—બેવાર
શુક્રાચાર્યજી કહો આ વારે ગાય શફળ મમ કાર્ય શતવર—કરૂં
મમ તન મતી વીકળ અતી સત્ય કહો મુજ દીલ થાયેતર-કરૂં

ઇશ્વર ૩

હે ભક્ત કેમ તું તપ કરે હું છુ પ્રસન્ન તું ઉપરે—
માગ એવી શું છે તારી. ધારણા શું ભારીરે
નાખ તું કલ્પના વીદારી. હું આપું એમ ઉગારીરે—હે ભક્ત
શાને કહેતાં ડરે અહી. તુજ વેણ પાછો ફરે નહી—
કહે તું ઝટ ઉભો થઇ દઇશ હું સત્યે કહી—હે ભક્ત

આણાશુર ૪

માંગુ અરજ એટલી સ્વીકારો દીન બંન્ધુ—
હજાર હાથ દો મુને કૃપા કરી શંભુ—માંગુ
અન્ય માંગ છે વળી ન હારૂ કો થકી—
ભ્રાંન્તા મનની ભાંગીને કહો મુને નકી—માગું
વીઘ્ન વખ્ત આવી રહેશો તમ કીંકર પાશ—
યાદી મુજને જે શમે પુર્ણ કરશો આશ—માગું
શહાય થઇ ઉગારશો શંકટ શમે આ જીવને
નમું હું શીશ નામીને હે ભક્ત શીવને—માગું

ઇશ્વર ૫

જા જશ પામજે તું શર્વ કાર્યમાં હવેથી-મારૂં માન નકી—તારા
મનથકી, ધીરજ ધાર રતી. હાં. હા. હા. ચીત વીશે ચીંતા ન
રાખ જરી
મન માહીં દઢ સત્ય કહી—તું ડરીશ નહી; જાને ખુશી
થઇ. હાં. હા. હા. હવે રાખ ઉદાર તારૂં હૃદય અતી—જા જશ

આણાશુર ૬

થઇ શફળ શકળ મમ રંજ પુરણ થઇ આશા મુજ આ વાર—
મન થયું અતી ખુશકાર. શું કહું શચીવ દીલદાર. વર

પામ્યો હસ્ત હજાર

મુજ સમ કોઇ ના લગાર. શંભુ નાથને પ્રસન્ન થઇને આવ્યો
ઉલત મહી પ્યાર

મન હર્ષ યુધ્ધાનો અપાર. તમો શૈન્ય કરો તૈયાર. કરૂં શ
ર્વ શત્રુને ઠાર

બસ મારૂં ગોગીનો માર. કરૂં વશ સ્વદેશો ખડગ ચલાવી
વરસાવું લોહી ધાર--થઇ શફળ શકળ

**પ્રધાન** ૭

જીત્યા જીત્યા સ્વદેશો અપાર રે જેની નહી નહી ગણુના કંઇ
થાયે–

અંગ વંગ કલીંગ કાંમ્બસ બંગાલ ખોરાશાન વીલાત તરગ
પંચાલ.

રહ્યા નગી કહેવાયરે–જેની

સ્રીયા રાજ કામરૂ મોત ચીગુ માધડ સૌરસ અજોધ્યા વૈરાટ
દ્રાવડ

મનમાં નવ શમાયરે. જેની

રૂચવંતી હસ્તીનાપુર સૂમાળ કણોજ વારણપુર શાતે પાતાળ

મલબાર મુલતાન માયરે. જેની

મારતા મારતા માર્યો મચ્છ સંગે લીધુ રાહમાં કચ્છ.

હૃદય અતી ઉભરાયરે–જેની નવે ગણુના કંઇ થાય

**નારદ રૂશી** ૮

નારદ રૂશી મારૂં નામ માયાં ફોડાફોડનું કામ—

સાચી સેયાણી વાતો મારી અક્કલ લેવા જોગ.

કાને સમજી માહોમાહે થાય તેનો વીયોગ—નારદ

બાંધ તોડે રંડા જોડે નંદાના એ ઢંગ.

તુચ્છ તવંગર નહી કો મેલું મચાવું એનો જંગ—નારદ રૂશી

બાણાશુર ૯

કહે મુને ચાંદાલણી કેમ છુપાવ્યું મમ બાણી
કેમ આડો ધર્યો તેં વારણો મોં ઉપર તારા.
ભેદ ઝટ કહે તું મુને, અંગાર ઉઠે છે ધુતણી—કહે

ચાંદાલણી ૧૦

પ્રાતુશકાળમાં નવ જોવું મુખ વાંઝીઆ તણું.
દીન સંઘો એળે જશે શંકટ શહેવું પડે ઘણું
છે સાચું મુજ રાજન. ક્રોધ ન લાવો મન—

બાણાશુર ૧૧

પ્રભુ પ્યારે આપો મુજને સંતતી બહુ વીકળ બની છે મતી.
બાલ્યત્વિના જગમાં ન રહેવાયે તે વાંઝી મેણું કહેવાય.
મારે મેણારે. પીડે દાવાનળ અતી. બહુ વીકળ
જેવી તુચ્છના બાળે મુખડું પહેલે પહોરે ઉપજયું દુખડું
શંભુ અર્પોરે પળ પણ ચેન નથી. બહુ વીકળ

ઇશ્વર ૧૨

બશ હઠ તજી દે એ નવ બને. એ નવ બને સત્ય કહું છું તને.
ખરે હતો તું પુર્વે હત્યારો. તેથી કદી ના થારો ન્યારો. અરે જા
તજજા. બસજા. બસ હઠ
થારો માફ પાપ પુન્યે ખચીત તું જાણી લે માથેથી ઉતા
ર ભાર
તપને તું માની લે, અરેજા. તજજા. બસજા. બસ હઠ
તજી દે

નારદ રૂશી ૧૩

શું રહ્યા છો થઇ આધીન તપને ભોળા શંભુ અંહી.

નેત્રે નીહાળી થઇ રહયો છું અંતરમાં હું અજબ.
જુઓ જાહ્નવી નગ્ન થઇ છે, તમ વીના અવતરી બાલ્ય બેદારા
સ્નાન કરી રહી છે—શું રહયા છો.

શંકરનાથ ૧૪

ધીક નડીર કૃત્ય કર્યું કેવું. મારૂં પાપીણીને જાઇ. બસ છોડુ
નહીં નહીં ખરે અધમ જોયા જેવું ધીક નડીર
શમશેરને જગાવું બાલનું રૂધીર પાવું. અલગ કરૂં ધડ તેનુ

ઇ+ગણપતી ૧૫

હે મારગ મુજને આ વાર. લાગી ઝાર બહુ તનમાં અંગાર.
છે તું પાપી નીર્લજ લંપત કોણ ખસ નહી તો કરીશ
હું હાર—હે
દુર ખશો કેમ કરો નહી જશો વેગે વશો. શાને ધશો બેદકાર
ધીક્કાર હજાર. હે મારગ મુજને આ વાર

પારવતી ૧૬

પુત્રી પાપીણી તું બની ધીક પડયો અવતાર.
બન્ધુ મૃત્યુ નીરખી ગઇ લંપાઇ તે વાર.
થઇ અશુર બુધ્ધી તારી, પજે તું પુત્રી તેની ધારી.

શંકર+બાણાશુર ૧૭

ઉઠ ઝટ હઠીલા. કર્મે કુંવરી શરજી તુજને
લેખ લખેલ છે ખરેખરા —ઉઠ

બા.

પ્રેમે પ્રણમુ દવી કર જોડી નાથ થયા છો શહાય
પુર્ણ મનોવૃતી થઇ છે મહારી. હા. હા. હા. બશ બશ
બશ ઉઠ ઝટ હઠીલા

શુક્રાચાર્ય ૧૮

ધન્ય નશીબ એનું બહુ ચડતું છે આજે (બેવાર)
જન્મી છે એ પુત્રી શત્ય થકી શુભ કાજે. ધન્ય
છે નામ ઓખા એનાથી તખ્ત બીરાજે
અતી આનંદી થશે અખીલ શૃષ્ટીમા વાજે. ધન્ય
એ કુંવરી થકી તુમ મુગટમણી શું છાજે
થઇ છે પ્રભુની મહેર શું મંગળ ગાજે. ધન્ય

બાણાશુર ૧૯

જાઓજી ઝટ પ્રધાનજી આ વાર. મહેલ રચાવો એક
દડોરે—શોભાઓ શુંદર સારી, અતી તે આનંદકારી. શુભ
બીત રાખો બારી. અમુલ્ય મુકાવા જારી. મનહર. ખુશકર
દીલહર. અંદર. સાજ, ઝલકે રત્નજડીત. થારો હાર. જા
રચના વીચીત્ર દરશાવોરી. ચીત્રલેહાની છે બેની
ઓખા સગે રહેશે તેની. પલ બહાર તે ખીશે નહી. તેના
રાખો ફરતું જેની. ઝપઝપ, ચપચપ. લપલપ. સપસપ.

આજ

ઝટ પટ ચટ પટ વીલંબ તમો કરશો નહી રે લગાર. જા

પારવતી ૨૦

થઇનેતું પુત્રી મન લલચાવ્યું લોચન ત્રીજું શીદ દરશાવ્યું
દઉંછુ હું વેણ મુખેથી એક. જાણી લેજે કરીને નીસ્તેજ. વરં
ત્રીતક લગ્ન થશે તુજ ખરે મનોવૃતી સ્વપનાથી પુર્ણ કરે
વેશાખ શુદી બારસ દીને નાગરવેલની બીડીના છીને. થ૦

ઓખા— ૨૧

કામાગ્ન પીડે બેની મુને આ વાર (બે વાર)

મળશે ક્યારે પ્રાણ પ્યારોરે. થઇ શોકાતુર અપાર. કા-
મદન દાવાનળ બહુ બહુ ખટકેરે તનના ખુશ લગાર. કા-

**ચીત્રલેહા–** ૨૨

આમ વીકળ બનો શું બાઇ મારી
પ્રભુ કૃપાથી મળશે પ્યારો ધીરજધારો દીલેધારી આમ
શીદ કકળાવો હૃદય બહેની ઝટ થશો પત્ની પીયુ પ્યારી
આમ વીકળ

**ઓખા** ૨૩

કદલી ઉપર આ ઘાવ શો. કર્યો પ્રભુ તેં કારી.
કેમ દુભાવી દીલ મુજનું. છોડી ગયો પ્યારી. —કદલી
હાય જખમ કે દી રૂઝશે. આ અતી ગમ ભારી.
ક્યો પ્રભુ તેં પ્યારાને. શાને વ્યભીચારી. —કદલી
થઇ છું હું લીન શ્વપ્નામાં. પ્રાણપતીની શંગાથ.
હાય વરતાયો કેર શું. કીધી બેજાર અનાથ. —કદલી
ધીક પડો આ જીવતરને. એથી મર્ણ ભલું.
દીન રેન ઝુરી મરૂં. હાય હાય પોકારી બળું. —કદલી
કહું છું બેની કરગરી. સ્વામી લાવ તું ક્યાંય.
નીરખી આ નેત્રો થકી મુજ તનમાં શુખ થાય —કદલી
નામ ઠામે અણજાણછું. નહીંરે ખબર લગાર.
ઝટ લાવો બેની માહેરી. ઓલાવો દીલના અંગાર —કદલી

**ઓખા** ૨૪

લાવો એ મમ પતી બીજું કો નથી ખરે છે હૈયાહાર.
થશે ઉરમા અતી છોડું ના કદી. અહો પ્રાણાધાર—લાવો
બેની ઓલાવો દાઝ મારી. જાણી દયા આ વાર.
શંકા શર્વ દુર કરોને વીલંબ નહી લગાર —લાવો

નેત્રો મમ વીંધાઇ ગયાં છે નીરખી આ ભરથાર.
ક્યારે ભેટુ પ્રીતથી આપે આલીંગન તતકાળ —આવો

ચીત્રલેહા ૨૫

બાઇ મારી સારી ચાલી જોઉં છું હું તતકાળ (બેવાર)
ધશીને હશીને. ઠશીને. કશીને. લાવું હું પ્રાણાધાર—બાઇ
શોક તજો બેની તમો શીદ કરો કલ્પાન્ત.
લાવું છગ બળ કળ થકી પ્રેમે રહો નીરાંત.
નીરાંત શાંન્ત છોડો કલ્પાની બેની ભાગું ભ્રાંત. —બાઇ

ઓખા ૨૬

રહ્યા તનમાં એ વસી નીરખી પતીને ગયું મનડું ઠશી.
કેમ તજો છો મુજને પ્યારા તમ મમથી થાસો ના ન્યારા
દુર દુર કરો ચાંતા કશી. રહ્યા તનમાં.
પ્રેમે પતિ જાણુજો અધરામૃત ચાખી લો.
તમ તનમન ધે પ્રીતે હશી રહ્યા ટનમાં એ વશી

ચાત્રલેહા ૨૭

આમ અકળાવો છો શું આવાર આવાર મમ પ્યારા છે
ચક્ષુના તારા (બેવાર)
ઝુલા શમેત હું લાવી છું તમને. બાહુક બેનો ના લગાર
—મમપ્યારા

બાહુક. આમ અકળાવો.
બેની હમારી નારી તમારી. ઓખાના છો દીલદાર. તમો
પ્યારા. ઓખા—આમ
કૃપા કરીને અહીં રહીને. પીયા શંગે કરો પ્યાર. તમો પ્યા
રા પ્રી૦ આમ

અનીરૂધ ૨૮

અરે નહી નહી નહી હયા લાવી તું કેમ. લાવી છુપાવી ક્યાંથી લાવી તું કેમ—અરે

અશુરની કન્યાને નહી હું વરૂ. હૃદયે પડતું નથીરે ચેન—અરે

ખરેજ કરત હું ઠાર આવારે. એકલડી જોઇ આવે છે રહેમ—અરે

છોડો વિચારીને જુઠી ફીસીયારી. શુરા ક્ષત્રી સાથ પાડો શીદ ખેન—અરે

ચાતુરી તારીથી લુબ્ધ છું. અતી આકૃંદ થકી છુટુ છે પ્રેમ—અરે

ઓ૦ અ૦ ૨૯

રંગે રમો પીયુ મન હરનારા શબ્દો શુશીલા શું લાગે છે પ્યારા.

ભીંજો ભીંજાવો ને શુખ કરનારા. પ્યાલો ભર્યો પ્રેમ રસનો દારા—રંગે

આવો છોગાળા તજી દો ચાળા. જીવન મારા હર્ષના બારા—પ્યાલો લેટા

હું છું પ્યારી. અહો પ્રીયા મારી. સદાની તમારી. ખુશ કરનારી—રંગે

ચીત્રલેહા ૩૦

વીનતી ઉરે સ્વીકારો બેની આ વાર. સ્વીકારો બેની આ વાર—વી૦

આજ્ઞા દો મુજને કૃપા કરે ને થઇ મહેર પ્રભુની અપાર—વીનવી

રંગે રમાડો પ્રેમે પતીને. લહાવો લીયોને લગાર—વીનતી
જોડું છું છોડી આઇ હું તમને કરો પ્રીતમને પ્યાર—વીનતી
રહો ઉમંગે શોક તજીને શુખે શેવો દીલદાર —વીનતી

અનુચેર ૩૧

વાત કહેતાં એક જીભ મુજ અટકે. અરે અરે નહી નહી
સત્યેજ કહું અહી
માફ કીજે શુણી મારી. થઇ ઓખા શ્રી વેરી નારી. નીરખી
જાએ નારી શારી. શુંદર સારી. થઇ કો પ્યારી. જાએ તન મુજ
—આ હારી વાત કહેતા.

બાણાશુર ૩૨

અરે થઇ છે ધ્વજાભંગ શંભુ કહ્યુ યાદ આવે. શૈન્ય કરો
ઉભુ હાવે
નવ કો પાપી શતાવે. નહી દુશ્મન કદી ફાવે. જંજીર શત્રુને
પેરાવે—અરે
મને યુધ્યો બહુ લોભાવે. કોણ સીંહને જગાવે. ઝટ તેને
અહીં લાવે.
રણુ શંગ્રામે હીમત ધારી લડજો શુરાઓ આ વાર.
દુશ્મનદારોને હરાવી સીશ ઉડાવી દો અપાર.
ઝટ તમો તૈયાર થાઓ શૌ આ વાર. શુરવીર સરદારો.
શીઆળથી ના હારો. પલ એક નાં કરશો વીલંબ. જોઇ
મુખ ના ખાશો ગમ.
જય અરીને દુભાવે અરે થઇ છે ધ્વજા ભંગ

ઓખા　　　　　　　　　૩૩

જીહુ આળ ના મુકીએ, કહીશ માતુને આ વાર;
શીદ દુઃખી રંકને કરો, મારગ ધરો શરદાર.
છું અબળા નીરાધાર, જાણી કર શંભુ પ્યાર.

કોભાન્ડ—પ્રધાન　　　　　　　　૩૪

ધીક અધમ ? પાપી કહે નામ. હ્યાં આવ્યાં છે શું કામ
શું હામ ? કોણુ છે ન્યાત, ઝટ કહે મુજને વાત
અકસ્માત્ કર્યું ભારી, તુંને નાંખીશ હમણુા મારી
નીર્લજ શરમ નહી આવી, નાખી ફુશાવી હીમત શું તારી
જાએ શું ફાવી, જોઇ લે આ ઠામ, હ્યાં આવ્યો છે શું કામ—ધી
જોઇ લે ઝટ ચંડાળ, આવ્યો છે તારો કાળ, હું કરૂં છું તુ
જને ઠાર
ફટ ફીટકાર, તુજને અપાર મુરખ ગમાર, કોણુ નડીરતુમધામ—હ્યા.

અનીરૂધ　　　　　　　　　૩૫

ધીક ધીક હજારો હેવાન, વધુ શું મુખથકી વદે રે.
હું લાવીશ તુજ અવશાન, શુરા ક્ષત્રી ના કોથી ડગે રે
છું શુરવીર ક્ષત્રી તન. વધુ શું મુખ થકી વદેરે
ધમ ઘોર ગજાવું ગગન, શુરા ક્ષત્રી ના કોથી ડગેરે
અશ આવ તું શામે ચંડાળ, વધુ શું મુખથકી વદેરે
હું કરીશ તુજ એહાલ. શુરા ક્ષત્રી ના કોથી ડગેરે
તારી લુલી લપડતી હું તોડું, વધું શું મુખ થકી વદેરે
આ શમશેર વતી શીશ ફોડું, શુરા ક્ષત્રી ના કોથી ડગેરે

કુભાન્ડ—રાજા　　　　　　　　૩૬

શૈન્ય સર્વ ગયું હારી કરો રાજન તૈયારી
ગઇ શુધ્ધ શાન મતી મારી. આવ્યો છું જીવ ઉગારી—શૈન્ય
નહી નહી નહી કદી ફાવે મારૂં હાવે ત્યાંય
છે કો ક્ષત્રી તન તેં ઉપજાવ્યો છે ત્રાહય—શૈન્ય
માગીશું શહાય શંકરની કૃપા અમાપ ઇશ્વરની
હીમત ધારી હામ બીડીએ
શત્રુ સંહારી પ્રાણ લીજીએ—શૈન્ય સર્વ

અનીરૂધ ૩૭

વીધાત્રા શું લેખ તેં આવા લખેલ કાળાગ્રહ આ બંનેને શરજેલ
ફરયો શેર હાલ નથી કો ઉપાયબાંચારીપ્રીયા મારી બહુજ રીબાય
કહે મુજ બાપુને કોણ આ વાત ખરે જેથી થાયે મુનેરે નીરાંત—વી.
નમું ચરણે પડી તારે હું દેવ ધારી વીનતી ધાવારે તનએવ—વી.

નારદરૂશી ૩૮

વાત મમ કૃષ્ણજી શુણો હૃદય ધરી. ખરે અરે હવે ઉતપન્યો તમ અરી
કાળા ગ્રેહમાં વશે છે કુંવર અનીરૂધ. મુખેથી ઉચારતાં જાએ છે શાન શુધ્ધ
બ્યારી સંગથી પડ્યો છે પાંજરાની માંય. વશે ક્રુર અસુર જ્યાંય તેનો નવ ઉપાય

બ્રહ્મા ૩૯

લડો શું રે શંભુ લડો શું રે શંભુ માનોરી સમજોરી લડો, શું રે શંભુ
બસ કરો મહાદેવો એને કરો આપણા જેવો હવે ચાર હસ્તના તેવો
માનોરી, સમજોરી, લડો શું રે શંભુ

**ગર્બો** ૪૦

લગ્નનો શુભ શોભે છે પ્રસંગ. શમાયે ના આ ઉમંગ—લગ્નનો
અનીરૂધ ઓખાનું જોડું બંધાયું અતીઘણો આનંદ—લગ્નનો
ભર્યો ભરપુર ખુશીનો દીન મગ્ન થયું તનમન—લગ્નનો
વીવીધ પુષ્પોની માળા પેરાવી દીપે અનીરૂધ કંઠ—લગ્નનો
સદાએ જોડી રહો આબાદ ઉડાવો રંગ અંગ—લગ્નનો

**છેલી સલામ** ૪૧

પ્રણામ પ્રણામ ઓ પ્રણામ—બે વાર
રહેમી નેત્રો ધરી દોષ દુર કરી પરહરો કો હમખામ-પ્રણામ
મહેરબાનો વેહયો આપે શ્રમ કૃપા સુશીલો કરીયે હમ
અન્ય પરવરો તસ્દી માફ કરો સીધારીએ શુભ ઠામ-પ્રણામ
સજ્યજનો પુર્ણ થયો ખેલ ઇશ કૃપાથી સુખ પામેલ
લઇએ રજા હમો માફી બક્ષો તમો સઉ સુજ્ઞો નર નાર ત
મામ-પ્રણામ
જ્ઞાની મન રંજકને માટ સુબોધીક રચ્યો છે ઠાઠ
ટુંક જ્ઞાન થકી અલ્પ મતી વતી રચીત કેકારાનો સલા
મ-પ્રણામ

**નમ્રતા—અરજ** ૪૨

જીલ્લે સુરત તાલુકે બારડોલી કસ્બો શરબોણ મુજ ઠામ છે
પારશી કાવશજી રૂસ્તમજીનો બેટો કેખશરૂ મારૂં નામ છે
સ્વીકારશો વીનતી માહેરી જાણી મુજને દાસ
માગું માફી ભુલની સઉ સુજ્ઞો પુરસો આશ
ટુક જ્ઞાન થકી અલ્પ મતીવતી આ લઘુ ગ્રંથ રચ્યું શ્રીહરી
દીનબાળ જાણી પ્રભુ શહાય થશો દાશ કેકારા વારે ધાસો